# हिंदुस्ताननो इतिहास.

કિમ્મત ૩ આના,

# A SHORT HISTORY OF INDIA

FOR

The use of schools and private students

BY

**LALUBHAI JAMNADAS.**

---

# હિંદુસ્તાનનો ઈતિહાસ

સંક્ષેપ રૂપે.

હિંદુસ્તાન માહેલા રાજાઓની વંશાવળી તથા જાણવાજોગ હકીગત સાથે

સ. ગુ. નિશાળોમાં ચાલતા ચોથા ધોરણને માટે

રચનાર

**લલુભાઈ જમનાદાસ.**

આવૃત્તિ પેહેલી.

સન ૧૮૭૮. સંવત ૧૯૩૪.

*Price* 3 *annas.*

# સુચના.

નીચે સહી કરનારની ચોપડી વેચવાની ડેપોટ છે. જ્યાં કે સઘળી તરેહની અંગ્રેજી ગુજરાતી સીરીસો તથા બીજી બધી જાતની અંગ્રેજી ગુજરાતી વારતા, સરકારી, ગુજરાતી તથા અંગ્રેજી નિશાળોમાં ચાલતી બધી જાતની ચોપડીઓ, તમામ મીનીંગો ગુજરાતી સીરીસોના અરથો, તમામ તરજુમાઓ, સઘળા દેશની ભૂગોળ, તથા ઇતિહાસ વગેરે પરચુરણ બાબતોની ચોપડીઓ જેવાં કે ગાયનો, ગઝલો, અને રાગોમાં ગાવાની ચોપડીઓ આખ્યાનો તથા શાસ્ત્રી ચોપડીઓ જેવી કે ભાગવત, રામાયણ, ગુજરાતી તેમજ સંસ્કૃત. વળી ગ્રહોના પાઠની બાળબોધી ચોપડીઓ, ઉરદુ ભાષાની ચોપડીઓ, મરાઠી ભાષાની ચોપડીઓ, અને બીજી સઘળી જાતની ચોપડીઓ વેચાય છે. તેમજ ગ્રંથ કર્તા પાસેથી કમીશનપર પણ રાખવામાં આવે છે.

સામટી લેનારને સારી રીતે કમીશન આપવામાં આવશે. દેશાવર વાળાએ પોસ્ટપેડ કાગળ લખીને મંગાવી લેવી. અને તેમજ બંદોબસ્ત પણ કરવો હોય તો કરવો.

લલુભાઈ જમનાદાસ.
બુકસેલર.
કેળાપીઠના પુલની પાસે નવી સડક ઉપર.

# પ્રસ્તાવના.

પાંચમી અને છઠી ચોપડીમાં હિંદુસ્તાનનો ઇતિહાસ મી. હોપસાહેબે તઈઆર કરાવી, ત્યારનોજ દાખલ કીધેલો છે; પરંતુ તેની અંદર ઘણો ભાગ રહી ગએલો છે તેથી કરીને વિદ્યાર્થીઓને તે જાણવું મુશ્કેલ પડે છે.

આવી જાતના હિંદુસ્તાનના ઇતિહાસ ઘણા થએલા છે. તથાપી તે પ્રશ્નોત્તર હોવાને લીધે મેહેરબાન એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબે ચલાવવો બંધ કીધો છે, એમ મારા જાણવામાં આવ્યું છે. પણ આ ચોપડીમાં એથી ઉલટુંજ છે. તેથી મને આશા છે કે એમાં સવાલ જવાબ નહોવાને લીધે વિદ્યાર્થીઓને શીખવો ઘણો સરલ પડશે. બધી તારીખનું જ્ઞાન મળશે, અને એ સરકારી ગુજરાતી નિશાળમાં ચાલતા ચોથા ધોરણવાળાને ઉપયોગી થઈ પડશે.

આ ચોપડી તઈઆર કરવામાં મેં બીજા કેટલાક અગાઉના ઇતિહાસોની મદદ લીધી છે અને તેમાં નામદાર મોરીસ સાહેબનો ઇતિહાસ મુખ્ય છે.

સુરત તારીખ.
૧૦ માર્ચ ૧૮૭૮.

લલુભાઈ જમનાદાસ.

# हिंदुस्ताननो इतिहास.

## ई. स. ७७. सुधी.

હિંદુસ્તાન એ એસીયાખંડની દક્ષીણે આવેલોછે અને તેની ત્રણ દીશાએ જેને હિંદી માહાસાગર કહેછે તે આવેલોછે. તેમજ પૃથ્વીમાં સઉથી ઉચામાં ઉંચો પર્વત જેને હીમાલય કહેછે તે એ દેશની ઉત્તરે આવેલોછે.

એ દેશના બે ભાગ થએલાછે અને તે બે ભાગની વચે વિધાચળ પર્વત આવેલોછે તેમાં ઉપલા ભાગને ઉત્તર હિંદુસ્તાન કહેછે અને નીચલાને દક્ષિણ હિંદુસ્તાન કહેછે.

ઉત્તરે હિંદુસ્તાનમાં ગંગા અને સીંધુનો મોટો સપાટ દેશછે, સીંધુ નદી પાસે પંજાબ, મુલતાન, અને સીંધ આવેલાછે.

ગંગા નદીના કાંઠાનો મુલક હિંદુસ્તાનમાં ઘણો રસાળછે એમાં હિંદુ લોકો પહેલા વસ્યા હતા.

દક્ષિણ હિંદુસ્તાનમાં પહાડો ઘણા આવેલાછે જમીન ટેકરા ટેકરી વાળીછે પણ છેક દક્ષિણનો ભાગ કંઈક ફળદ્રુપછે.

એ દેશના પ્રાચીન ઈતિહાસની આપણને બરાબર માહીતી નથી પણ કેટલાક જુના પુસ્તકોપરથી માલમ પડેછે કે એ દેશના લોકો તે વખતે બીજા કરતાં વિદ્વતા તથા બીજી કેટલીક બાબતમાં ચડીઆતા હતા. પૂર્વે હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય તથા શૂદ્ર એ ચાર જાતીઓ હતી અને તેઓનો ન્યાય ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણોના

મતથી થતો હતો. હિંદુ લોકો વાય્યવ્યુણા ભણીથી આવીને પ્રથમ ઉત્તરમાં વસ્યા હતા અને ત્યાર પછી દક્ષિણમાં ગયા.

કાળ વર્તમાન ઉપરથી હિંદુસ્તાનના ઇતિહાસના બે ભાગ થએલાછે, એક તો પ્રાચીન એટલે ઇ. સ. ના. તેરમા સૈકાની અગાઉનો અને બીજાને અર્વાચીન ઇતિહાસ કહેછે.

જુનામાં જુનું અયોધ્યાનું રાજ્યછે તેમાં સૂર્ય તથા ચંદ્ર વંશના રાજાઓ થયા અને આશરે તેરમી પેહેડી પછી અયોધ્યામાં રામનું રાજ્ય થયું. એ રામ રાજાએ છેક દક્ષિણે લંકાના રાજા રાવણ સાથે પોતાની સ્ત્રી સીતાને લઈ જવા બાબત ભારે યુદ્ધ કીધું, તેમાં તેનો જય થયો. ત્યાર પછી કૈરવ પાંડવનું હસ્તીના પુરમાં રાજ્ય થયું. એ કૈરવ પાંડવો એ રાજ્ય ગાદીને માટે ઈસ્વીસન પૂર્વે ૧૪૦૦ ના સૈકામાં કુરૂક્ષેત્રઆગળ મહાભારત યુદ્ધ કરયું તેમાં કૃષ્ણની મદદ વડે પાંડવો જીત્યા પણ કુંટુંબ કલેશને લીધે તેઓએ હીમાલે જઈ દેહ છોડયો એ વખ્તે ગંગાના દેશમાં સ્વતંત્ર રાજ્ય છ હતાં. એ છ રાજમાં માગધના રાજાના વંશમાં ઈ. સ. ના પાંચમા સેકા લગણ રાજ ચાલ્યું.

માગધ રાજાના વંશમાં ચંદ્રગુપ્ત અને અશોક એ ઘણા નામાંકીત હતા અને એ પછી માળવા દેશના ઉજણ નગરમાં વિક્રમનામે મોટો શુરવીર અને પરદુઃખ ભંજન રાજા થયો એણે ઈ. સ. પૂ. ૫૬ વરસ ઉપર યવન લોકને જીત્યા. ત્યાર પછી એજ દેશના ધારા નગરમાં અગીઆરમા સૈકાની સમાપ્તીમાં ઘણો નામાંકીત ભોજ નામે રાજા થઈ ગયો.

દક્ષિણ હિંદુસ્તાનના માહારાષ્ટ્ર દેશમાં ઈ. સ. ૭૭ વર્ષે

એક મહા પ્રાક્રમી રાજા થયો તેનું નામ સાલીવાહન હતું. એની નામના હજુ સુધી દક્ષિણમાં એના સક પરથી ચાલેછે.

## પરદેશીઓની ચડાઈ.

આ દેશની દોલતથી મોહ પામી ઈરાનના દારા નામના રાજાએ પ્રથમ સ્વારી કરી કેટલોક ભાગ જીતી લીધો પણ એની સત્તા ઝાઝી ચાલી નહીં. ત્યાર પછી ગ્રીકના બાદશાહા સીકંદરે ઈ. સ. પૂ. ૩૨૮ માં ઈરાન જીતી લઈ પંજાબ ઉપર ચડાઈ કરી અને પોરસ નામના હિંદુ રાજાને હરાવી સતલજ સુધી આવ્યો. ત્યાં તેની ફોજે બંડ કીધું અને અસીરીયા જવા જરૂર જ પડી. ત્યાં ઈ. સ. પૂ. ૩૨૩ માં મરણ પામ્યો.

એના મરણ પછી રાજનો કેટલોક ભાગ એના સરદાર સેલ્યુકસને મળ્યો તેમાં બલ્ખ નામનો પ્રાંત હતો એના વસનારા કેટલેક વરસે સ્વતંત્ર થયા પછી હિંદુસ્તાન પર ચડાઈ કરી તેમાં તેઓનો જય થયો. ત્યાર પછી સીંધના દાહીર રાજાને હરાવી મહમદ કાશમ નામે સરદારે સિંધ જીતી લીધું. એ મહમદ કાશમ અરબસ્તાનના રાજાનો સરદાર હતો.

---

## ગીજની વંશ.

### ઈ. સ. ૯૯૨ થી ૧૧૮૬ સુધી.

ગીજની નામે શેહેર હિંદુસ્તાનની વાવ્ય દિશાએ અફગાનીસ્તાનમાં છે. અને કોઈ અલપ્તગીન નામે સરદારે ઈ. સ. ૯૯૨ માં ગીજનીમાં એ વંશની સ્થાપના કરી

તેથી ગીજની વંશ એવું નામ પડ્યું.

એના પછી સબકતગીનને ગાદી મળી. એ સબકતગીનના ઉપર લાહોરના રાજા જયપાળે ચઢાઈ કરી તેને હરાવ્યો અને ખંડણી લેવા માંડી. એ ચડાઈ મુસલમાનો હિંદુ ધર્મને હરકત કરે તે વાસ્તે કરી હતી એવું કહેવાય છે. સબકતગીન પછી એનો વડો પુત્ર મહમુદ ઈ. સ. ૯૯૭ માં ગાદી પર બેઠો. એ મહમુદે હિંદુસ્તાન પર બાર સ્વારી કરી તેમાં ૧ લી જયપાળ ઉપર, ૨ જી બાટીઆના રાજા ઉપર, ૩ જી મુલતાન ઉપર, ચોથી અનંગપાળ ઉપર, ૫ મી મુલતાન ઉપર, ૬ ઠી સ્થાનેસ્વર ઉપર, ૭ તથા ૮ મી કાશ્મીર ઉપર, ૯ મી મથુરા ઉપર, ૧૦ તથા ૧૧ મી પંજાબ ઉપર, અને છેલી એટલે બારમી સોમનાથ ઉપર કરી હતી. એ સ્વારી ૧૦૦૧થી તે ૧૦૨૪ સુધી કીધી હતી.

એ મહમુદે ધર્મને બાને દ્રવ્ય મેળવવાને સ્વારીઓ કરી હતી તેમાં કેટલીક મૂર્તિઓ ખંડી ચોથી નવમી અને બારમી સ્વારીમાં પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. એનું મન વિદ્યા વધારવા પર હતું; પ્રજાને દુઃખ ન પડે તેને વાસ્તે બંદોબસ્ત કર્યા હતો પણ એનામાં લોભ એ અવગુણ હતો. એના મર્ણ પછી એનું રાજ્ય જલદીથી નાશ પામ્યું. એ ઈ. સ. ૧૦૩૦ માં તેત્રીસ વરસ રાજ્ય કરીને મરી ગયો. એના મુવા પછી મસાઉદ, મોદુદ, અબદુલહુસન, અબુસરસીદ અને સુલતાન ફરૈકજાદ અનુક્રમે થયા પણ એ રાજાઓ માત્ર નામનાજ હતા. ત્યાર પછી ઈબ્રાહીમ નામનો પાદશાહ એકત્રીસ વરસ રાજ કરીને ૧૦૮૯ માં મરી ગયો અને તેના છોકરા મસાઉદને ગાદી મળી.

એની ગાદી લાહોરમાં હતી, એના મર્ણું પછી એનો છોકરો અરસલાન ગાદી ઉપર બેઠો, પણ ફકત ચાર વરસ રાજ કર્યું. પછી બેહરામને ગાદી મળી એણે ચોત્રીસ વરસ રાજ કરી ઈ. સ. ૧૧૫૨ માં પોતાની દેહ છોડી ત્યાર બાદ ખુસરૂ અને ખુસરૂમલિક થયા તેમાં પેહેલાએ સાત ને બીજાએ સતાવીશ વરસ રાજ કીધું. મહમદના વંશમા છેલા રાજાને મહમદ ગોરીએ પદભ્રષ્ટ કીધો હતો.

## ગીજની વંશ.

| રાજા કે બાદશાહ ઓના નામ. | કયા સાલમાં ગાદીએ બેઠા. | કયા સાલમાં ગાદી પરથી ઉઠયા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| અલપ્તગીન | ૯૬૨ | ૯૭૭ | ૧૫ |
| સબક્તગીન | ૯૭૭ | ૯૯૭ | ૨૦ |
| સુલતાન મહમુદ | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ |
| મસાઉદ | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧૦ |
| મોદુદ | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ |
| અબ્દુલ હુસેન | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ |
| અબુલ રસીદ | ૧૦૫૧ | ૧૦૫૧ | સવા મહીનો. |
| સુલતાન ફરૂકજાદ | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| ઈબ્રાહીમ | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| મસાઉદ ૨ જો. | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| અરસલાન | ૧૧૧૪ | ૧૧૧૮ | ૪ |
| બેહેરામ | ૧૧૧૮ | ૧૦૫૨ | ૩૪ |
| ખુસરૂ | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |

| | | | |
|---|---|---|---|
| ખુશરૂ મલેક | ૧૧૫૯ | ૧૧૮૭ | ૨૭ |

---

## ગોરી વંશ.

### ઈ. સ. ૧૧૮૬ થી-૧૨૦૬.

એ પાદશાહ અફગાનીસ્તાનની ઇસાનમાં ગોર પ્રાંતના રહેવાશી હતા. તેથી ગોરીવંશનામ પડ્યું. એ વંશનો પ્રથમ રાજા કોણ હતો તે નક્કિ નથી, પરંતુ અલ્લાઉદ્દીન જોહાસો તથા સૈફુદ્દીન થયા હતા અને ત્યાર પછી શાહાબુદ્દીન ગોરી થયો. તેને ગીજનીવંશના છેલા પાદશાહા ખુસરૂ મલેક સાથે લડાઇ કરી ત્યાર પછી પૃથુરાજ સાથે પાણીપત ના મેદાનમાં લડાઈ કરી તેમાં ઇ. સ. ૧૧૯૨ માં પેહેલી હાર ખાઇ બીજીવાર ઈ. સ. ૧૧૯૩ માં ફરી ચડાઇ કરી તેમાં પૃથુરાજ પકડાયો.

શાહાબુદ્દીને હિંદુસ્તાન પર નવ વખત ચડાઈ કરી હિંદુ લોકોને લુટીને ઘણું દ્રવ્ય મેળવ્યું હતું અને સિંધુ નદીને કીનારે ગકર લોકે ઠાર માર્યો હતો. એના પછી એનો ભત્રીજો મહમદ રાજ કરવા લાગ્યો પણ એ કાચામનનો હોવાથી કુતુબુદ્દીને ગાદી હસ્તગત કરી જે કે હિંદુસ્તાનમાં સ્વતંત્ર રાજા થયો હતો.

## ગોરી વંશ.

| રાજા કે બાદશાહ ઓના નામ. | ક્યા સાલમાં ગાદીએ બેઠા. | ક્યા સાલમાં ગાદી પરથી ઉઠ્યા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| અલ્લાઉદ્દીન જોહાસો | ૧૧૫૨ | ૧૧૫૨ | ૪ |

| | | | |
|---|---|---|---|
| સૈફુદીન | ૧૧૫૬ | ૧૧૫૭ | ૧ |
| ગ્યાસુદીન | ૧૧૫૭ | ૧૨૦૨ | ૪૫ |
| શાહાબુદીન ગોરી | ૧૨૦૨ | ૧૨૦૬ | ૪ |
| મહમદ • | ૧૨૦૬ | ૧૨૧૨ | ૬ |

---

## ગુલામ વંશ.

### ઈ. સ. ૧૨૦૬ થી—૧૨૮૮.

કુતુબુદીન કોઈનો ખરીદેલો ગુલામ હતો તેથી તેના વંશનું નામ ગુલામવંશ પડયું. એ કુતુબુદીન લડાઈમાં શુરો તથા તેનો સારો સ્વભાવ અને સદા ચરણી ઉપરથી અમલદારી મળી હતી અને પછી પ્રખ્યાતી વધતાં વધતાં બાદશાહ થયો હતો. એણે સ્વતંત્ર પણે ચાર વરશ રાજ કર્યું અને ઈ. સ. ૧૨૧૦ માં મર્ણ પામ્યો. એના હાથમાં અમલદારી ૨૦ વરશ રહી હતી.

એના મુવા પછી એનો દીકરો આરામ ગાદી પર બેઠો પણ તેને મારીને તેનો બનેવી અલ્તમસ રાજા થયો. એ અલ્તમસે માળવાના રાજની ઈ. સ. ૧૨૩૧ માં સમાપ્તી કરી ૨૫ વરશ રાજ કરી ઈ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો. ત્યાર પછી એનો છોકરો રૂકનુદીન ગાદીપતી થયો, પણ રાજ લગામ હાથ ન રેહેવાથી રજીઆ બેગમને રાજ મળ્યું. એ બેગમનું કોઈ હલકા સરદાર સાથે લાગુ હોવાથી ત્રણ વરશમાં મર્ણ નીપજ્યું અને મવજુદીન તથા અલાઉદીન મસાઉદીનને અનુક્રમે ગાદી મળી તેમાં પેહેલાએ છવીશ મહીના તથા બીજાએ પાંચ વરશ રાજ કીધું. ત્યાર પછી ઈ. સ. ૧૨૪૬ માં અલ્તમસનો પૌત્ર નાસરૂદીનને ગાદી

મળી; એને વિદ્યાપર પ્રીતી હતી તેથી એણે કેટલાક ગ્રંથો રચ્યા હતા. એ રાજા ઈ. સ. ૧૨૬૬ માં વીસ વરસ રાજ કરીને મરી ગયો. ત્યાર પછી એના વજીર ગ્યાસુદીનને ગાદી મળી. એ ઘણો ક્રુર હતો. એ પણ વીસ વરસ રાજ કરીને ઈ. સ. ૧૨૮૬ માં મર્ણ પામ્યો, અને એનો પૌત્ર કૈકુબાદ બકારાખાનનો છોકરો ગાદીનો વારસ થયો, પણ વીશઈ હોવાથી ગાલજી ફોજે બે વરશમાં મારી નાંખ્યો.

## ગુલામ વંશ.

| રાજા કે બાદશાહા ઓના નામ. | ક્યા સાલનાં ગાદીએ બેઠા. | ક્યા સાલમાં ગાદી પરથી ઉઠ્યા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| કુતુબુદીન | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ |
| આરામ | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ |
| અલ્તમશ | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ |
| રૂકનુદીન | ૧૨૩૬ | ૧૨૩૬ | ૭ મહીના |
| રજીઆબેગમ | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ |
| મવજુદીન | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| અલાઉદીન મસાઉદ | ૧૨૪૧ | ૧૨૪૬ | ૫ |
| નાસરૂદીન | ૧૨૪૬ | ૧૨૬૬ | ૨૦ |
| ગ્યાસુદીન | ૧૨૬૬ | ૧૨૮૬ | ૨૦ |
| કૈકુબાદ | ૧૨૮૬ | ૧૨૮૮ | ૨ |

## ખીલજી વંશ.

## ઈ. સ. ૧૨૮૮ થી ૧૩૨૧.

એ વંશનો મુળ પુરૂષ જલાલુદ્દીન ખીલજી લોકનો સરદાર હતો તેથી ખીલજી અથવા ગોલચી નામ પડ્યું. ખીલજી લોકે કૈકુબાદને મારી નાખી એને ઈ. સ. ૧૨૮૮ માં ગાદીએ બેસાડ્યો હતો. એ દયાળુ હોવાને લીધે એના વખતમાં ગુનેગાર લોકોને સજા નહોતી થતી તેથી બંડ ઘણા થતા હતા પણ એક સીદીમઉલા નામના દર્વેશને એને મારી નાખ્યો હતો કેમકે તે દર્વેશ પાસે પારસમણી છે એવો એનામાં વેહેમ અને લોભ હતો.

એ સીદીના શ્રાપથી એ રાજની ઘણી ખરાબી થઈ, એનો મોટો છોકરો મર્ણ પામ્યો; વરસાદ ન વરસવાથી દુકાળ પડ્યો અને તેના ભત્રીજા અલાઉદ્દીને મારાઓ પાસે ઈ. સ. ૧૨૯૫ માં એને પણ મરાવ્યો. ત્યાર પછી અલાઉદ્દીન ખીલજી તખતનશીન થયો એણે ગુજરાતમાં અણહીલવાડ જીતવાને નસરતખાં તથા અલીફખાંને મોકલ્યા હતા તે વખતે ગુજરાતમાં કરણઘેલો રાજ કરતો હતો એ લડાઈમાં કરણને હારીને બાગલાણમાં નાસી જવું પડ્યું અને કરણની રાણી શત્રુને હાથ ગઈ. એ અલાઉદ્દીનનો સ્વભાવ ઘાતકી હતો એને એના વજીર મલેક કાફરે ઝેર દઈ ઈ. સ. ૧૩૧૬માં મારી નાખ્યો હતો. એના પછી એના છોકરા મુબારકને ગાદી મળી પણ તેના વજીર ખસરૂએ રંડીબાજીના વ્યસનને લીધે તેને મારી નાંખ્યો અને પોતે ગાદી પર બેઠો. આ માઠા બનાવથી પંજાબના સુબા ગાજીખાનને ગુસ્સો ચડ્યો અને

ખુસરૂનો પાંચ માસમાં અંત આવ્યો.

# ગીલચી અથવા ખીલજી વંશ.

| રાજા કે બાદશાહાઓના નામ. | ક્યા સાલમાં ગાદીએ બેઠા. | ક્યા સાલમાં ગાદી પરથી ઉઠ્યા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| જમાલુદીન | ૧૨૮૮ | ૧૨૯૫ | ૭ |
| અલાઉદ્દીન | ૧૨૯૫ | ૧૩૧૬ | ૨૧ |
| મલેકકાફુર | ૧૩૧૬ | ૧૩૧૭ | ૧ |
| મુબારક | ૧૩૧૭ | ૧૩૨૧ | ૪ |
| ખુશરૂ | ૧૩૨૧ | ૧૩૨૧ | ૭ મહીના. |

---

## તઘલખ વંશ.

## ઈ. સ. ૧૩૨૧ થી ૧૪૧૨

તઘલખ વંશનો પેહેલો રાજા ગ્યાસુદીન ઉરફે ગાઝીખાન ઈ. સ. ૧૩૨૧ માં ગાદી નશીન થયો તેણે દીલીમાં એક ઈમારત બાંધેલીછે. જે કે તઘલખાબાદને નામે ઓળખાયછે. ગ્યાસુદીન પછી ઈ. સ. ૧૩૨૫ની સાલમાં તેનો છોકરો જુમાખાન ઉરફે મહમદ તઘલખ ગાદી પર બેઠો.

એ રાજા ઘણો જુલમી અને અવિચારી હતો તેથી તેના રાજમાં તોફાન વારે વારે થતાં હતાં. એણે ચીન તથા ઈરાન લેવાને હીમાલયની પેલીમેર એક લાખ લશ્કર મોકલ્યું હતું તેની હાર થઈ અને તેમાંનું એક પણ માણસ પાછું ફરી શક્યું નહી. તે શીવાએ એણે દીલ્લી છોડી દોલતાબાદમાં રાજધાની કીધી અને દીલ્લીના લોકોને ત્યાં

જઈ વસવાનો હુકમ કીધો હતો. તથા રૂપા નાણાની જગોએ ત્રાંબા નાણું ચલાવ્યું હતું એ શીવાએ બીજા પણ કેટલાએક દુર્ગુણો એનામાં હતા.

એ મહમદ તઘલખ વૈદકશાસ્ત્ર તથા લડાઈ વગેરેના કામમાં કુશળ હતો. એગે ઈ. સ. ૧૩૪૭માં સુરત તથા ખંભાત લુટ્યાં હતાં. એના વખતમાં બ્રાહ્મણી વંશના જફરખાએ ઈ. સ. ૧૩૫૦ ની સાલમાં દક્ષિણમાં ગાદી સ્થાપી હતી અને તે ૧૭૧ વરસ લગી ચાલી હતી. જુમાખાં ૨૬ વરસ રાજ કરીને ઠઠા શેહેરમાં ઈ. સ. ૧૩૫૧ માં મરણ પામ્યો અને એની ગાદી એના ભત્રીજા ફીરોજાુદીનને હાથ ગઈ. એ ફીરોજાુદીને લોકોપયોગી ઘણાં સારાં કામ કર્યાં હતાં. તેમજ ધર્મશાળા, દવાખાના, નિશાળો, તળાવો બંધાવી લોકોના કર વગેરે માફ કર્યા હતા.

એણે નેવું વરસની ઉમરે ૩૭ વરસ રાજ કરી ઈ. સ. ૧૩૮૮ માં પોતાની દેહ છોડી. એના મરણ પછી ફીરોજશાહ થયો અને ત્યાર બાદ દશમે વરશે એટલે ઈ. સ. ૧૩૯૮ માં એના પૌત્ર મહમદ તઘલખના વખતમાં એક ક્રુર અને જંગલી તાર્તરી દેશના તૈમુર્લંગે ચઢાઈ કરી એણે દીલ્હી આવતાં ઘણે ઠેકાણે રસ્તામાં આગ લગાડી, ગામડાં લુટ્યાં અને લોકોને માર્યા તથા કેટલાએકને કેદી કરી સાથે રાખ્યા અને જ્યારે રસ્તામાં આવતાં તેને ઘણી અડચણ પડી ત્યારે તેમાનો પંદર વરસની વયની ઉપરનો ઘણો ભાગ મારી નંખાવ્યો.

એ બાદશાહાએ દીલ્હી શેહેર સ્વાધીન લેઇ બહુ લોકોનો ઘાત કર્યો અને પોતે રાજા ધીરાજ કહેવડાવી પાછો ગયો

ત્યારે દીલ્હીનો પાદશાહ તેની સાથે ગયો. તૈમુર થોડીવાર પછી ગુજરાત નાસી ગયો એ વખતે દીલ્હી શેહેર ને ઘણું રળીઆમણું હતું તે ઘણું કંપારી છુટે એવું દેખાતું હતું, અને ઠેકાણે ઠેકાણે હુલડ ફીસાત વગેરે ટંટા થતા હતા, કોઈ કોઈનો હુકમ માનતા નહતા, દીલ્હીના રાજ્યની મર્યાદા છેક ઘટી ગઈ હતી અને બધા રાજા સ્વતંત્ર કહેવડાવવા લાગ્યા. એ રાજ છેક ઈ. સ. ૧૪૫૦ સુધી સારી હાલતમાં આવ્યું નહોતું.

## તઘલખ વંશ.

| રાજા કે બાદશાહ ઓના નામ. | કયા સાલમાં ગાદીએ બેઠા. | કયા સાલમાં ગાદી પરથી ઉઠ્યા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| ગ્યાસુદીન | ૧૩૨૧ | ૧૩૨૫ | ૪ |
| મહમદ તઘલખ | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ફીરોઝુદીન | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| નાસરૂદીન | ૧૩૮૮ | ૧૩૯૪ | ૬ |
| મહમદ તઘલખ બીજો | ૧૩૯૪ | ૧૪૧૨ | ૧૮ |
| દોલતખાનલોદી | ૧૪૧૪ | ૧૪૧૪ | ૨ |

---

### સૈયદ તથા લોદી વંશ.

### ઈ. સ. ૧૪૧૨ થી ૧૫૨૬.

મહમદ તઘલખ પછી દીલ્હીની ગાદીએ દોલતખાંએ બે વરસ રાજ કર્યું અને ત્યાર બાદ સૈયદ વંશના રાજા ખીરખાન, સૈયદ મુબારક, સૈયદ અલ્લાઉદીન વગેરે પાદશાહ

અનુક્રમે થયા, પરંતુ લોદી વંશના બહીલોલના તખત સુધી રાજ અવસ્થામાં હતું.

ખીજરખાન સૈયદ હતો તેથી સૈયદ વંશ નામ પડ્યું હતું. બહીલોલખાન ઈ. સ. ૧૪૮૮ માં સાડત્રી વરસ રાજ કરી મરણ પામ્યો. એના પછી એનો છોકરો શીકંદર ગાદીનશીન થયો, એણે રાજ કારભાર સારો કર્યો હતો એના વખતમાં જળ માર્ગે ઈ. સ. ૧૪૯૮ માં પોર્ટુગીજ લોક વેપાર કારણે આવ્યા હતા. શીકંદરે ૨૮ વરસ રાજ કીધું અને ઈ. સ. ૧૫૧૫ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો ઈબ્રાહીમ ગાદીપર બેઠો.

એ ઈબ્રાહીમ સાથે તૈમુર વંશના બાબરે પાણી પતમાં લડાઈ કરીને દીલ્હી તથા આગ્રા સર કર્યા. એ બાબરની સ્વારીનું કારણ એમ કેહેવાયછે કે પંજાબના સુબા ખીજરખાંએ ઈબ્રાહીમની સામા બંડ કરી પોતાની મદદે બાબરને તેડાવ્યો હતો. ઈ. સ. ૧૫૨૬ ના એપ્રેલ મહીનાની ૨૧ મી તારીખે પાણીપતના મેદાનમાં મોટું યુદ્ધ થયું તેમાં ઈબ્રાહીમ હાર્યો અને બાબર તખતનશીન થયો.

એ સુરા પાદશાહોને મુસલમાની રાજ્ય જીતવું ઘણું સેહલું પડ્યું પરંતુ સુરા રજપુતોને જીતવા ઘણા કઠણ પડ્યા કારણ કે ઈ. સ. ૧૫૨૬ માં મેવાડનો સંગ રાજા બાબર સાથે ઘણી મોટી રજપુતોની ફોજ લેઈ આગ્રા પાસે લડ્યો તેમાં બાબરની હાર થઈ પણ ધીરજ રાખી બાબરે પોતાના સરદારોને ઉશ્કેર્યા અને સીકરીમાં ફરીથી યુદ્ધ કર્યું તેમાં ઈ. સ. ૧૫૨૭ના માર્ચ મહીનાની તારીખ ૧૬મીએ રજપુતો હાર્યા અને બાબરનો જય થયો; તોપણ

જ્યારે બાબરે ચંદેરી ઉપર ઈ. સ. ૧૫૨૮માં ઘેરો ઘાલ્યો ત્યારે રજપુત સીપાઈઓ સામા થયા અને મરતાંસુધી લડ્યા.

# સૈયદ તથા લોદી વંશ.

| રાજા કે બાદશાહ ઓના નામ. | ક્યા સાલમાં ગાદીએ બેઠા. | ક્યા સાલમાં ગાદી પરથી ઉડ્યા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| ખીજરખાંન | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| સૈયદ મુબારક, સૈયદ અલાઉદીન | ૧૪૨૧ | ૧૪૫૦ | ૨૯ |
| બહીલોલખાન | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |
| સીકંદર | ૧૪૮૮ | ૧૫૧૬ | ૨૮ |
| ઈબ્રાહીમ | ૧૫૧૬ | ૧૫૨૬ | ૧૦ |

---

## મોગલ વંશ.

### ઈ. સ. ૧૫૨૬ થી ૧૭૬૧

ચીનાઈ તાતારમાં અંગોલીઆ પ્રાંતના રેહેવાશીઓને મોગલ કેહેછે અને તે પરથી મોગલ વંશના બાદશાહ એ-મ નામ પડ્યું.

એ મોગલનો પેહેલો રાજા બાબર હતો તેને ઈ. સ. ૧૫૨૬ માં ગાદી મળી હતી તેને પછાડી કહ્યા પ્રમાણે લડાઈઓ કરી હતી અને ઈ. સ. ૧૫૩૦ ના ડીસેમ્બર મહીનાની ૨૬ મી તારીખે ચાર વરસ રાજ કરીને મર્ણ પામ્યો.

એના મુવા પછી એનો મોટો છોકરો હુમાયુ ગાદી પર બેઠો. એ રાજાએ ગુજરાતમાં બાહાદુરશાહ ઉપર પોતાના

માળાને તથા અલ્લાઉદ્દીન લોદીને મદદ કર્યા બાબત સ્વારી કરી અને માળવામાં મંદેશર આગળ હરાવી ચાંપાનેરનો કિલ્લો પોતાને સ્વાધીન લીધો; પણ ત્યારબાદ એનો કટ્ટો શત્રુ શીરશાહ જે કે અફગાન સરદાર હતો તેણે એને ઈ. સ. ૧૫૩૯ માં બકસર આગળ અને ઈ. સ. ૧૫૪૦ માં કનોજ આગળ લડાઈ કરી ગાદી પરથી ઉઠાડી મુક્યો. આ લડાઈમાં હુમાયુને ૨૫ આદમી સાથે ઈરાન નાસી જવું પડયું. એ વખતે એની બાઈડીને અમરકોટમાં પુત્ર થયો. આ પુત્રને હુમાયુને આસીરવાદ દીધો હતો એવી રીતે કે દોસ્તદારોમાં કસ્તુરી વેહેંચી કહ્યું કે આની ખુશબો પ્રમાણે છોકરાની કીરતી વધો.

એ ઈરાન નાસી ગયો ત્યારે એની ગાદી પર શીરશાહ બેઠો હતો એ શીરશાહાએ ઘણી સારી રીત રાજ્ય કરયું હતું. એણે બંગાળેથી સિંધુ નદી સુધી રસ્તા બંધાવ્યા, ધર્મશાળા તથા કુવા કરાવ્યા અને રસ્તાની બાજુએ ઝાડો રોપાવ્યાં હતાં. એના આ સારા ગુણો હતા પણ તે લોભને લીધે ન્યાય અન્યાય જોતો નહીં.

એ પાદશાહ રજપુતોના કરંજ શેહેરને ઘેરો ઘાલતા દારૂખાનું ફુટવાથી ઈ. સ. ૧૫૪૫ ના મે મહીનાની ૨૨ મી તારીખે મરણ પામ્યો.

એના પછી મહમદ સુલતાન આદીલને રાજ મળ્યું. એણે ઘણા અવિચારથી રાજ્ય કીધું તેથી ઘણી જગોએ બંડ થયાં અને તે વખતમાં પદભ્રષ્ટ થએલા હુમાયુને ઈરાનના પાદશાહ પાસે ૧૪૦૦૦ આદમી મદદે લઈ ઈ. સ. ૧૫૫૫ માં પાછી પોતાની ગાદી મળવી તથા પોતા.

ના ભાઈ કામરાન પાસે કાબુલ અને કંદહાર લીધા.

હુમાયુન બહારવટાના ૧૬ વરસ સુધાં ૨૬ વરસ રાજ કરી ઈ. સ. ૧૫૫૬ ની સાલમાં નીસરણી પરથી પગ લપસવાથી મર્ણ પામ્યો.

એ વખતે એના છોકરા અકબરને તેર વરસની ઉમરે ગાદી મળી. અકબરની ઉમર નહાની હોવાને લીધે એનો વજીર બેહેરામ રાજ્ય કરતો હતો. એ બેહેરામે પાણીપતના મેદાનમાં મહમદ સુલતાન સુર આદીલીના સરદાર હેમુ સાથે યુદ્ધ કરયું તેમાં હેમુ હાર્યો અને બેહેરામે તેનું માથું કપાવ્યું. અકબર મ્હોટો થયા પછી જ્યારે રાજ્ય કારભાર પોતાના હાથમાં લીધો ત્યારે બેહેરામને ખોટું લાગવાથી જાત્રા ગયો અને ત્યાં કોઈ અફગાને તેને મારી નાંખ્યો.

એ વખતે દીલ્લી તથા આગ્રાની આશપાસના મુલક સીવાએ હિંદુસ્તાનમાં બધે ઠેકાણે સ્વતંત્ર રાજ્ય હતાં. જેમ જેમ અકબર મ્હોટો થતો ગયો તેમ તેમ એ સ્વતંત્ર રાજો અકબરને તાબે થતાં ગયાં અકબરે સિંધુને કીનારે ઈ. સ. ૧૫૮૧ માં એક કીલ્લો બાંધ્યોછે તેને અટક કેહેછે એ અટકનો કીલ્લો મીરજા હકીમ બંડ કરયું તે વખતે બાંધ્યો હતો. એના વખતમાં વેદ, ભારત, રામાયણ, લીલાવતી વગેરે પુસ્તકોના ફારસી ભાષામાં તરજુમા થયા હતા. એ બાદશાહ કબીરી પંથને માનતો હતો જે કે ૧૫ માં સૈકામાં ચાલુ થયો હતો. એણે દક્ષિણમાં ચાંદ બીબી સાથે અહમદનગરના રાજ માટે તેની વારે ચડીને લડાઈ કરી તેમાં ચાંદ બીબીનો પરાજય થયો એ બાઈ ઘણી બહાદુરીથી અકબર સાથે લડી હતી, પણ એના ફુટેલા સીપાઈઓએ એને મહેલમાં જઈ મારી નાંખી.

અકબરે મુસલમાન દહાડી રાખેછે તથા મણુકા બાંધેછે વગેરે એવા ચાલ બંધ કર્યાં હતા અને હિંદુઓમાંથી સતી થવાનો ચાલ તથા બાળ લગ્નનો ચાલ બંધ કર્યાં હતો અને પુનર વીવાહની એના રાજમાં છુટ હતી એના વખતમાં એક ત્રતીઆઉસ કર જમીનના ગણોત બદલ લેવાતો હતો. ઉપજમાંથી એણે જમાબંધી વરશો વરસ થતી હતી તે બંધ કરી દશ વરશે કરવી એમ ઠરાવ્યું. એના રાજમાં લશ્કરની ગોઠવણ ઘણી સારી અને અનુક્રમ હતી, એને ટોડલરમલ નામના નીરલોભી માણસની જમીન વિશે કાયદો કરવામાં મદદ લીધી હતી. એ અકબર બાદશાહનું રાજ બધા મુસલમાન રાજ કરતાં વધારે સંભારાય એવું હતું.

એ પોતાની ૬૩ વરસની ઉમરે ૫૦ વરસ રાજ કરી ઈ. સ. ૧૬૦૫ની સાલમાં મરણ પામ્યો. એના મરણ પહેલાં એના ત્રણ છોકરા મુરાદ, દાનીઆલ, તથા સલીમ તેમાંથી બે તો મરી ગયા હતા તેથી મોટા છોકરા સલીમને ગાદી મળી. એણે જાંહાંગીર ( દુનીઆં જીતનાર ) એવું નામ ધારણ કરયું હતું. એના વખતમાં અહમદનગરના વજીર મલીકમરે ટોડરમલની પેઠે કાયદા બાંધ્યા હતા, એ મલીકુંબરે બાદશાહ સાથે બે ત્રણ લડાઈ કરી પણ આખરે શરણ થવું પડયું એનું ખરેખરૂં છેવટ શાહજહાંના વખતમાં આવ્યું હતું. જહાંગીરે અને અકબર વચ્ચે નુરજહાંએ કલેશ ઉપજાવ્યો હતો તેથી જહાંગીરની પ્રીતિ તેના ઉપર ઓછી હતી.

એ નુરજહાં કોઈ ઘરાની કુળની ઘણી ફુટડી સ્ત્રી હતી.

તે અકબરના જનાનામાં આવતી હતી અને તેથી જ-હાંગીરની તેને વરવાની મરજી હતી આનો અટકાવ અ-કબર તરફથી થયો હતો અને નુરજહાંને શીર અફગાન નામના સરદાર સાથે પરણાવી હતી પણું અકબરના મ-રણુ પછી જહાંગીર આપ અખ્તિઆરી થયો. એટલે તે ધણીને મરાવી નાંખી ઇ. સ. ૧૬૧૧ માં તેની સાથે પોતે લગ્ન કરયું. એ જહાંગીરે જીવતા સુધી નુરજહાંનું કહ્યું કરયું હતું. એક વખતે નુરજહાંએ બાદશાહને સમ-જાવી. મહોબતખાંપર જુઠા આરોપ મુકયા અને તેનો જવાબ લેવા મહોબતખાંને દરબારમાં બોલાવ્યો હતો પ-ણુ તે વાત ગલત માલમ પડવાથી જહાંગીર જ્યારે જ-લમ નદીને કાંઠે પડ્યો હતો તેવારે એકદમ તેનાપર તુટી પડી કેદ કર્યો હતો, આ ખબર નુરજહાંને પડવાથી તે-ણીએ કેટલીએક જુગતી કરી બાદશાહને છોડાવ્યો.

એ બાદશાહ ઉદાર, ભલો, વિષયી, તથા કુકર્મી હતો અને ખુરમ, ખુસરૂ, પરવીજ, તથા સહરીઆર એવા ચાર છોકરા હતા તેમાં ખુરમને સાહજહાંના નામથી ઇ. સ. ૧૬૨૭ માં ગાદી મળી. એ શાહજહાંને અસફખાં તથા મહોબતખાંએ ગાદીપર બેસાડવા મદદ કીધી અને નુરજહાંને કેદ કીધી હતી. એ શાહજહાંએ તખતસીન થતાંજ તૈમુરના વંશનું મૂળ કહાડયું અને તેને કોઈ રાજ કરવામાં હરકત ન કરે તેટલા માટે તણે પોતાના ભાઈને તથા તેઓના બધરા છોકરાંનો વધ કીધો હતો, એણે અ-ભીષેક તથા પોશાકમાં બે કરોડ સાઠ લાખનો ખરચ કીધો હતો.

એ રાજાને દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદ નામે ચાર છોકરાઓ હતા. ઇ. સ. ૧૬૫૭ માં જ્યરે એ રાજા માંદો પડ્યો ત્યારે રાજની દોરી દારાના હાથમાં હતી, એ વખતે સુજા બંગાળાનો, ઔરંગઝેબ દક્ષિણનો અને મુરાદ ગુજરાતનો સુબો હતો. દારાને રાજગાદી મળવાથી તેના બીજા ભાઇઓએ તેના સામે લડાઈ કરવા માંડી તેમાં પ્રથમ સુજાએ બંગાળેથી આવી ચઢાઈ કરી પણ દારાના દીકરા સુલેમાને તેને હરાવ્યો; એ વખતે શાહજહાં પાછો સારો થઈ રાજકારભાર કરવા લાગ્યો. હવે ઔરંગઝેબ અને મુરાદ જે દક્ષિણ અને ગુજરાતમાં હતા, તેઓએ ભેગા થઈ લડાઈ ઉપાડી તેમાં દારાએ પોતાના સરદાર જસવંતસીંગને તેઓની સામે લડવા મોકલ્યો તેમાં જસવંતસીંગ ઇ. સ. ૧૬૫૮ માં હાર્યો. ત્યારપછી એ બેઉ જણાએ આગ્રાના મેદાનમાં સમધઢ પાસે દારા સાથે યુદ્ધ કીધું; આ લડાઇનું છેવટ એવું થયું કે એક સળગતો તોટો દારાના હાથીની અંબાડીપર પડવાથી દારાને હેઠે ઉતરવું પડ્યું અને લશ્કરે હાથીનો હોદ્દો ખાલી જોઈ રાજા મરાયો એમ સમજી નાસાનાસ કરી મુકી તેથી દારાનો પરાભવ થયો, હવે ઔરંગ્જેબે આગ્રે જઈ ઇ. સ. ૧૬૫૮ ના આગસ્ટની ૨૦ મી તારીખે પોતાના બાપ શાહજહાં તથા પોતાના ભાઈ મુરાદને કેદ કરી ગાદીપર બેઠો પણ એનો ભાઈ સુજા બંગાળામાં હતો તે એની સામે એક મોટી ફોજ લેઈ લડવાને આવ્યો. આ લડાઈ પ્રયાગ આગળ થઈ તેમા સુજા હાર્યો અને થોડા દિવસ બંગાળામાં રહી અરાકાન નાશી ગયો ત્યાં ઇ. સ. ૧૬૫૯ના જાનેવારી મહીનાની ત્રીજી તારીખે તેનું મોત નિપજ્યું.

ઔરંગજેબે પોતાના દીકરા મહમદને સુજાના પક્ષમાં હોવાને લીધે કેદમાં નાખ્યો એટલામાં એનો બાપ શાહજહાં જે અત્યાર સુધી કેદમાં હતો તે મર્ણ પામ્યો.

ઔરંગજેબ સાત વરસ કેદમાં રહ્યો તે સુધાં આડત્રી વરસ રાજ કરી ૭૪ વરસની ઉમરે ઈ. સ. ૧૬૬૬ માં મરણ પાંમ્યો.

એના વખતમાં અકબરે કરતાં પણ પ્રજાને સુખ સારૂં હતું તથા રાજનો બંદોબસ્ત સારો હતો એણે આગ્રામાં એક તાજમેહેલ નામની ઇમારત બાંધી હતી તથા સાડા છ કરોડ રૂપીઆ ખરચી એક તખત બનાવ્યું હતું. એ ભલો અને ભોળો હતો તેથી એને વૃદ્ધપણે કેદ ભોગવવી પડી.

ઔરંગજેબે સુજા, જે બંડમાં માર્યો ગયો તે સિવાએ બીજા ભાઈઓ તથા ભત્રીજાને મારી નંખાવ્યા હતા.

ઔરંગજેબના વખતમાં વેરાગી લોકોએ નારનોળ ગામ આગળ યુદ્ધ ચલાવ્યું તેથી ઔરંગજેબે સરકારી ચાકરીમાંના હિંદુઓને કહાડી મેલ્યા. એણે અકબરના માફ કીધેલા કર ચાલુ કર્યા હતા, તે શીવાએ એણે જોધપુરના જસવંતસિંગની સ્ત્રી તથા બે છોકરાને કેદ કરવાની યુક્તી કરી પરંતુ રજપુતોએ તેઓને ઠેકાણે બીજા આદમી મુકી તેઓને જોધપુર રવાના કીધા અને જણીઓ આપવા ના પાડી; આ કારણથી બાદશાહે ઉદેપુરના રાણા રાજસિંહને તેના રાજમાંથી નસાડ્યો તેથી રજપુતોની મોગલ રાજપર ઘણી અપ્રીતી થઈ અને તે વખતથી મોગલ રાજની પડતી દશાનું કારણ ઉત્પન થયું.

ઔરંગજેબ ૪૦ વરસ રાજ કરી ઈ. સ. ૧૭૦૭ ના

ફેબ્રુઆરી મહીનાની ૨૧ મી તારીખે મરણ પામ્યો.

એના વખતમાં કેટલાએક મરેઠાઓનો સરદાર શીવાજી ઉત્પન થયો તેણે લુટફાટ કરી થોડોક મુલક જીત્યો હતો અને છેવટે વીજાપુરના રાજાના સરદારને કપટથી મારીને રામઘઢમાં ઈ. સ. ૧૬૬૫ માં મરેઠી ગાદી સ્થાપીને ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો.

એ શીવાજીએ પ્રથમ પેશવાઈ શામરાજને સોંપી હતી. એના પછી એનો મોટો છોકરો શંભાજી તખ્તશીન થયો. એણે શાણા પ્રધાનોને કહાડી મેલી કનોજીઆ બ્રાહ્મણના કહેવા પ્રમાણે રાજ કરવા માંડ્યું.

શંભાજીને મોગલ ફોજે ઔરંગજેબ પાસે પકડી મોકલ્યો હતો અને ઔરંગજેબે તેને મુસલમાની ધર્મ માનવા કહ્યું ત્યારે શંભાજીએ તેની દીકરી માગી તે પરથી ઔરંગજેબે માર્યો હતો.

શંભાજીના મુવા પછી એના છોકરા સાહુને ઈ. સ. ૧૭૦૮ માં ગાદી મળી. સાહુનો દાદો શીવાજી લુટારો હતો તેથી ઔરંગજેબ એને મજાકમાં સાહુ કહેતો હતો. એ ઈ. સ. ૧૭૪૯માં ગુજરી ગયો.

ઔરંગજેબને પાંચ છોકરા હતા, તેમાં તેની હયાતીમાં બે મરણ પામ્યા હતા. એ ત્રણે છોકરાઓને એક સરખી રીતે રાજ સોંપી આપવાનો ઔરંગજેબનો વિચાર હતો પરંતુ મોઆજીમ આજીમ તથા કામબખ્સને વારા ફરતી લડાઈ કરી મારી નાખ્યા અને બાહાદુરશાહાના નામથી ગાદી પર બેઠો.

એ બાહાદુરશાહાનો મનસુબો રજપુતો સાથે યુદ્ધ કરવાનો

હતો પરંતુ શીખ લોકોએ નવું રાજ ઉભુ કરી તેના રાજમાંથી ભાગ લેવા માંડયો તેથી લડાઇને બદલે ઉલટી સલાહ કરવી પડી. એ શીખ લોક વિશે એહેવું કેહેવાયછે કે ઈ. સ. ૧૫૦૦ ની સાલમાં નાનકશાહે એક ધર્મ સ્થાપો, તેમાં એવું હતું કે હિંદુ તથા મુસલમાન પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળે પરંતુ તેમાં કોઇએ અડચણ કરવી નહીં. આ પ્રમાણે અકબરના વખતથી તે શાહાજાહાંના વખત સુધી નીભ્યું પણ બાહાદુરશાહાના વખતમાં મુસલમાનોએ તેમના કેડા લીધો ત્યારે તેઓએ લડવઈઆના રૂપથી ઘણા મુલક ઉજડ કર્યા.

એ બાહાદુરશાહાએ પાંચ વરસ રાજ કરી ઈ. સ. ૧૭૧૨ માં પોતાની દેહ છોડી. એના મરણ પછી એના દીકરા જાહાનદારશાહાને ગાદી મળી પણ તે પોચો હતો તેથી ફીરોકસીરને ગાદી મળી. એ ફીરોકસીરને હુસેન અલીએ બાલાજી વીસ્વનાથની મદદ વડે ઇ. સ. ૧૭૧૯ માં મરાવી નાંખ્યો ને તેના પૌત્ર મહમદશાહાને ગાદીપર બેસાડયે. એ બાલાજીને ઇ. સ. ૧૭૧૪ માં પેશવઈ મળી હતી તથા એણે મરેઠી સત્તા ઘણી વધારી હતી.

એ છ વરસ પેશવઈ કરી ઈ. સ. ૧૭૨૦ માં ગુજરી ગયો એના મુવા પછી એના વડા પુત્ર બાજીરાવને પેશવઈ મળી એ ઘણો સુરો હતો. એના પછી એના છોકરા નાના સાહેબને પેશવઈ ઈ. સ. ૧૭૪૦ માં મળી હતી.

ઔરંગજેબની કેટલીએક પેહેડીએ મહમદશાહા નામે પાદશાહા થયો, તેના વખતમાં ઇરાનનો નાદીરશાહા આવીને નવ કરોડ રૂપીઆ લુટી ગયો તથા ઘણા આદમીને

મારી નાંખી પાછો દેશ ગયો. એ વખતે દીલ્લીનું રાજ ઘણું માઠી અવસ્થામાં હતું સરદારોમાં ફુટ હતી તેથી મરેઠાઓ એ પણ થોડા દીવસ દીલ્લીના રાજપર સેહેલ કરી લીધી. એ વખતે સીખલોક પણ જોરમાં આવ્યા હતા.

મહમદશાહા ૨૯ વરસ રાજ કરીને ઈ. સ. ૧૭૪૮ માં. મરી ગયો એના મરણ પછી એનો છોકરો અહમદશાહ થયો.

એ મહમદશાહાની દીલ્લીના સરદારે ગાજીઉદીન હોલકરની મદદ વડે આંખો ફોડી તથા ઈ. સ. ૧૭૫૪ માં આલમગીરને ગાદી પર બેસાડ્યો.

આ આલમગીર મોગલવંશનો છેલો રાજા હતો અને એના વખતમાં અફગાનીસ્તાનના અહમદ દુરાનીએ દીલ્લી જીત્યું ત્યારે એ મોગળ વંશનો છેડો આવ્યો.

આલમગીર ૪ વરસ રાજ કરી ઈ. સ. ૧૭૫૮ ના સાલમાં એના સરદાર ગાજીઉદીનને હાથે મરાયો. એ અહમદ દુરાની સાથે પાણીપતમાં વીશ્વાસરાવ તથા તેના સરદાર ભાઉસાહેબે ભારે યુદ્ધ કીધું. એણે હિંદુસ્તાનપર ચાર હુમલા કર્યા હતા પણ આખરે સને ૧૭૬૧ ના જાનેવારી મહીનાની ૬ ઠી તારીખે વીસ્વાસરાવ તથા મરાઠા હાર્યા. આ લડાઈમાં મરાઠાના બે લાખ માણસોનો ઘાણ નીકળી ગયો. ઈ. સ. ૧૭૬૧ માં મોગલ રાજ્યની આ લડાઈથી સામાપ્તી થઈ અને મરેઠાની ઘણી પડતી દશા આવી. તે લોકો ફરીને ઉઠ્યા જ નહીં. મુસલમાનોના રાજ્યમાં રૈયતને ઘણું દુઃખ હતું, ફકત, ફીરોજસાહ, અકબર, અને સીરસાહાના વખતમાંજ સુખ હતું. એ પ-

છી હિંદુસ્તાનમાં યુરોપના લોક આવ્યા. અને ધીમે ધીમે તેઓની ચડતી થઈ.

# મોગલ વંશ..

| રાજા કે બાદશાહા ઓના નામ. | ક્યા સાલમાં ગાદીએ બેઠા. | ક્યા સાલમાં ગાદી પરથી ઉઠ્યા અથવા મરણ પામ્યા. | કેટલા વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| બાબર | ૧૫૨૬ | ૧૫૩૦ | ૪ |
| હુમાયુ | ૧૫૩૦ | ૧૫૫૬ | ૨૬ |
| અકબર | ૧૫૫૬ | ૧૬૦૫ | ૪૯ |
| જાહાંગીર | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| શાહાજહાં | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ઔરંગજેબ | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| બાહાદુરશાહા | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| જાહાનદારશાહા | ૧૭૧૨ | ૧૭૧૩ | ૧ |
| ફરોખશીર | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| મહમદશાહા | ૧૭૧૯ | ૧૭૪૮ | ૨૯ |
| અહમદશાહા | ૧૭૪૮ | ૧૭૫૪ | ૬ |
| આલમગીર | ૧૭૫૪ | ૧૭૫૮ | ૪ |
| ગાજીઉદીન | ૧૭૫૮ | ૧૭૬૧ | ૩ |

# હિંદુસ્તાનના રાજાઓએ કરેલી સ્થળવાર યુદ્ધાવળી.

આમાં અનુક્રમે સ્થળ, તારીખ, માસ, સન હરાવનાર અને હારનાર એ પ્રમાણે જોવું.

| | | | |
|---|---|---|---|
| કુરૂક્ષેત્ર | ઈ. સ. પૂ. | ૧૪૦૦ | પાંડવ—કૌરવ |
| પંજાબ | „ | ૩૨૮ | સિકંદર—પારેસ |

## મહમદે કરેલી બાર સ્વારીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ લાહોર | ઉપર | ઈ. સ. | ૧૦૦૧ | મહમદ—જયપાળ |
| ૨ ભાટીઆ | „ | „ | ૧૦૦૪ | મહમદ—ભાટીઆના રાજા |
| ૩ મુલતાન | „ | „ | ૧૦૦૫ | |
| ૪ નગરકોટ | „ | „ | ૧૦૦૮ | એજ—અનંગપાળ |
| ૫ મુલતાન | „ | „ | ૧૦૧૦ | |
| ૬ સ્થાનેશ્વર | „ | „ | ૧૦૧૦ | |
| ૭—૮ કાશ્મીર | „ | „ | ૧૦૧૨ તથા ૧૩ | |
| ૯ મથુરા | „ | „ | ૧૦૧૬—૧૭ | |
| ૧૦ કલીંજર | „ | „ | ૧૦૨૨ | |
| ૧૧ પંજાબ | „ | „ | ૧૦૨૩ | |
| ૧૨ સામનાથ | „ | „ | ૧૦૨૪ | મહમદ—વલભ |

| | | | |
|---|---|---|---|
| પાણીપત | ઈ. સ. | ૧૧૯૩ | શાહાબુદ્દીન ગોરી—પૃથુ-રાજ. |
| પાટણ | ઈ. સ. | ૧૩૦૪ | અલીફખાં—કરણવેલા |
| પાણીપત | ૨૧ અપ્રેલ | ૧૫૨૬ | બાબર-ઈબ્રાહીમ |
| આગ્રા | ઈ. સ. | ૧૫૨૬ | સંગ—બાબર |
| સીકરી | ૧૬ માર્ચ | ૧૫૨૭ | બાબર—સંગ |
| ચંદેરી | ૨૦જાનેવારી | ૧૫૨૮ | બાબર—રજપુતો. |
| મંદેશર | ઈ. સ. | ૧૫૩૫ | હુમાયું—બાહાદુરશાહા |
| બકસર | ,, | ૧૫૩૯ | શીરશાહા—હુમાયું |
| કનોજ | ,, | ૧૫૪૦ | ,, ,, |
| પાણીપત | ,, | ૧૫૫૬ | બેહેરામ—હેમુ |
| ક્ષીપ્રાનદી | ,, | ૧૬૫૮ | ઔરંગજેબ—જશાવતશીંઘ |
| શામઘઢ | ,, | ૧૬૫૮ | ,, —દારા |
| પ્રયાગ | ૩ જાનેવારી | ૧૬૫૯ | ,, —સુજા |
| પાણીપત | ૬ જાનેવારી | ૧૭૬૧ | અહમદદુરાની—વીશ્વાસરાવ તથા ભાઉસાહેબ અને મરાઠા |



